( જે કોઈ બુક જોઇતી હોય તો હાથીબજારમાં આવવું.

ગુજરાતી,
ત્રીજા ધોરણને વાસ્તે

# ગુજરાતના સંક્ષેપ ઇતિહાસનો સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ઇસાજી મુસાજી અમીજી અતરીઆ,
હાથીબજાર—જામનગર.

અમદાવાદ
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.
સન ૧૮૯૦
પ્રત. ૧૦૦
કિંમત રૂ૦-૧-૬



તમારે જે કોઈ બુક જોઈતી હોય તો ઇસમાજીને યાદ કરવા.

તમામ જાતની બુકો આ જગોએથી

૪૩૯૪

# ગુજરાતના ઇતિહાસમાં જે પ્રખ્યાત માણસો હતા તેનો અહેવાલ.

| નંબર | નામ. | કોણ હતા. |
|---|---|---|
| ૧ | કૃષ્ણ | દ્વારકાંનો રાજા. |
| ૨ | શિલાદિત્ય | વલ્લભીપુરનો રાજા. |
| ૩ | કાકુ | વલ્લભીપુરનો વેપારી. |
| ૪ | જયશિખરી | પંચાસરનો રાજા ને વનરાજનો બાપ. |
| ૫ | ભૂવડ | કલ્યાણીનો રાજા. |
| ૬ | સુરપાળ | રૂપસુંદરીનો ભાઈ વનરાજનો મામો. |
| ૭ | શીલગુણસુરી | વનરાજનું નામ પાડનાર જતી. |
| ૮ | શંકર | પંચાસરનો કવિ. |
| ૯ | ચંદ, દ્રંદ,. ભટ વેદ વીર, સિંહ, સિંધુ. ગીરી, ધીર, સામત ધીમત, ધન, વિપતુ, ભીમ, મહારથ, મીર. | ભુવડના સોળ જુદ્ધા. |
| ૧૦ | અણહિલ | વનરાજને રસ્તો બતાવનાર ભરવાડ |
| ૧૧ | ચાંપો | વનરાજનો પ્રધાન. |
| ૧૨ | ભુવનાદીત્ય | રાજનો બાપ |
| ૧૩ | રાજ | મુળરાજનો બાપ |
| ૧૪ | બીજ | મુળરાજનો કાકો |
| ૧૫ | દંડક | મુળરાજનો કાકો |
| ૧૬ | મૂળરાજ | સામતસિંહનો ભાણેજ |

| | | |
|---|---|---|
| ૧૭ | તેલપદેવ | તૈલંગણનો રાજા |
| ૧૮ | બાપ | તૈલંગણનો સેનાપતિ |
| ૧૯ | ગ્રહરીપુ | સોરઠનો રાજા |
| ૨૦ | લાખો | કચ્છનો રાજા |
| ૨૧ | નાગરાજ | ચામુંડનો ત્રીજો દીકરો |
| ૨૨ | મહેંદ્ર | મારવાડનો રાજા |
| ૨૩ | મહમુદ | ગીઝનીનો રાજા |
| ૨૪ | ભોજ | માળવાનો રાજા |
| ૨૫ | વિશળદેવ | અજમેરનો રાજા |
| ૨૬ | કરણ | કાશીનો રાજા [શ્રાવક વાણીઓ |
| ૨૭ | વિમળશાહ | ભીમદેવના વખતમાં મોટો શાહુકાર |
| ૨૮ | મૂળરાજ | ભીમદેવનો દીકરો |
| ૨૯ | ક્ષેમરાજ | ભીમદેવનો દીકરો |
| ૩૦ | રાજકેશી | ચંદ્રાપુરનો રાજા |
| ૩૧ | યશોવરમાન | માળવાનો રાજા |
| ૩૨ | રાખેંગાર | સોરઠનો રાજા |
| ૩૩ | કહાનદેવ | સિધરાજનો સેનાપતિ |
| ૩૪ | વિજયરાજ | જેસલમેરનો રાણો સિધરાજનો જમાઈ |
| ૩૫ | દેવપ્રસાદ | ક્ષેમરાજનો દીકરો |
| ૩૬ | ત્રીભોવનપાળ | દેવપ્રસાદનો દીકરો |
| ૩૭ | મહીપાળ | કુમારપાળનો ભાઈ |
| ૩૮ | કીર્તિપાળ | કુમારપાળનો ભાઈ |

| | | |
|---|---|---|
| ૩૯ | ઉદાયન | કુમારપાળનો મંત્રી |
| ૪૦ | આમ્રભટ | કુમારપાળનો સેનાપતિ |
| ૪૧ | હીમાચાર્ય | કુમારપાળનો ગુરૂ |
| ૪૨ | આન | નાગોરનો રાજા |
| ૪૩ | મલિકાઅર્જુન | કોકણનો રાજા |
| ૪૪ | શાહબુદ્દીન | ગીઝનીનો રાજા |
| ૪૫ | જેતસી | આબુનો રાજા |
| ૪૬ | સોમેશ્વર | અજમેરનો રાજા |
| ૪૭ | પૃથુરાજ | સોમેશ્વરનો દીકરો |
| ૪૮ | કુતબુદ્દીન | શાહબુદ્દીનનો ગુલામ |
| ૪૯ | અરણોરાજ | લવણપ્રસાદનો બાપ |
| ૫૦ | લવણપ્રસાદ | વિર્ધવલનો બાપ |
| ૫૧ | વિર્ધવલ | વિશળદેવનો બાપ |
| ૫૨ | વસ્તુપાળ | વિર્ધવલનો કારભારી |
| ૫૩ | તેજપાળ | વિર્ધવલનો કારભારી |
| ૫૪ | વિરમદેવ | વિર્ધવલનો દીકરો |
| ૫૫ | વિશળદેવ | વિર્ધવલનો દીકરો |
| ૫૬ | માધવ | કરણનો પ્રધાન |
| ૫૭ | કેશવ | કરણનો પ્રધાન |
| ૫૮ | અલાઉદ્દીન | દિલ્હીનો પાદશાહ |
| ૫૯ | અલીફખાં | અલાઉદ્દીનનો ભાઈ |
| ૬૦ | નસરતખાં | અલાઉદ્દીનનો વજીર |

| | |
|---|---|
| ૬૧ નાગડ | વીશળદેવનો પ્રધાન |

## બાઈઓનાં નામ.

| | |
|---|---|
| ૧ રૂપસુંદરી | જયશિખરીની રાણી ને વનરાજની મા |
| ૨ મીનળદેવી | ભૂવડની દીકરી |
| ૩ શ્રીદેવી | વેપારીની સ્ત્રી વનરાજને તીલક કરનાર |
| ૪ લીલાદેવી | સામતસિંહની બેન ને મુળરાજની મા |
| ૫ દુર્લભદેવી | દુર્લભસેનની રાણી ને મહેંદ્ર રાજાની બેન |
| ૬ ઉધામતી | ભીમદેવની રાણી ને કરણની મા |
| ૭ બકુલાવતી | ભીમદેવની રાણી |
| ૮ મીનળદેવી | કરણની રાણી અને સિધરાજની મા |
| ૯ રાણકદેવી | રાખેંગારની રાણી |
| ૧૦ પ્રેમળદેવી | કુમારપાળની બેન |
| ૧૧ દેવળદેવી | કુમારપાળની બેન [રાજાની દીકરી |
| ૧૨ ઝલના | કુમારપાળની રાણી ને નાગોરના આન |
| ૧૩ નાયકીદેવી | અજેપાળની રાણી |
| ૧૪ કમળાદેવી | સોમેશ્વરની રાણી ને પૃથુરાજની મા |
| ૧૫ મદનરાગણી | લવણપ્રસાદની રાણી |
| ૧૬ રૂપસુંદરી | માધવની સ્ત્રી |
| ૧૭ કમળાદેવી | કરણઘેલાની રાણી |
| ૧૮ દેવળદેવી | કરણઘેલાની દીકરી. |

# ગુજરાત દેશનો સંક્ષિપ ઇતિહાસનો સાર.

આ પ્રાંતમાં ગુર્જર લોકો આવીને વસ્યા તે ઉપરથી ગુજરાત નામ પડ્યું.

ગુજરાતમાં રાજ ગાદી પાંચ ઠેકાણે થઇ, તેનાં નામ. ૧ દ્વારકાં, ૨ વલ્લભીપુર, ૩ પંચાસર, ૪ અણહીલપુર પાટણ અને અમદાવાદ.

## દ્વારકાંનો સાર.

દ્વારકાંમાં જાદવ વંશના કૃષ્ણ રાજા રાજ કરતા હતા. એક વખતે તે વંશના બધાં માણસો સોમનાથપાટણની જાત્રા કરવા ગયાં, ત્યાં કેફ કરી માંહો માંહે વઢી મુઆ તેથી તેનો નાશ થયો.

## વલ્લભીપુરનો સાર.

એ શેહેરનું ખંઢેર હાલ ગોહીલવાડમાં ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર વળા ગામની થડમાં છે. વલ્લભીપુરની ગાદીએ અઢાર રાજાઓ થયા, તેમાંના છેલા પાંચ રાજા શીલાદીત્ય નામથી ઓળખાયા છે. પાંચમો શીલાદીત્ય રાજા વેદ ધર્મી અને શિવ માર્ગી હતો, તેના નાશ વિષે બે વાતો કહેવાયછે.

૧. વલ્લભીપુરની પાસે ઈસાવળાના ડુંગરમાં એક જોગી રહેતો હતો, તેને એક ચેલો હતો, તે ગામમાં રોજ ભીખ માગવા જાય પણ તેને કોઇ ભીખ આપતું નહીં તેથી લાકડાનો ભારો વેચી, તેના ગુરનું પેટ ભરતો એમ કરતાં તેના માથાના

વાળ ઘસાઇ ગયા, અને ટાલ પડી ગઈ તે તેના ગુરૂએ દીઠી ત્યારે તેનું કારણ પૂછ્યું એટલે ચેલાએ ઉપરની બધી વાત કહી. તેથી ગુરૂ પોતે ગામમાં માગવા ગયો. પણ તેને એક કુંભારણ સિવાય બીજા કોઈએ ભીખ આપી નહીં, તેથી કુંભારણને બહાર બોલાવી શ્રાપ દીધો એટલે વલ્લભીપુરનો નાશ થયો.

૨. મારવાડના પાલી શેહેરમાંથી કાકુ નામે કોઇ વેપારી વલ્લભીપુરમાં આવીને રહ્યો, તેણે વેપારમાં ઘણો પૈસો મેળવ્યો. એક વખતે તેની દીકરી સોનાની જડાવ કાંસકીથી માથું ઓળતી હતી, તે શીલાદીત્યની કુંવરીએ દીઠી તેથી તે લેવાને હઠ કરી તેથી શીલાદીત્યે કાકુ પાસે માગી, પણ તેણે આપી નહીં એટલે શીલાદીત્યે જોર જુલમથી લઇ લીધી તેથી કાકુ સીંધના મલેચ્છ રાજા પાસે ગયો, અને તેને એક લાખ સોના મોહોર આપી વલ્લભીપુર ઉપર ચડાઇ કરવા તેડી લાવ્યો. તેણે આવી શીલાદીત્યને મારી નાંખી વલ્લભીપુરનો નાશ કર્યો.

## પંચાસરનો સાર.

પંચાસર એ શેહેર ઝાલાવાડની ઉત્તરે કચ્છના નાના રણની પાસે ઝીંઝુવાડાની થડમાં હતું. ત્યાં ઇ. સ. ૬૯૬ માં જયશીખરી ચાવડો રાજા થયો. તેના ઉપર કલ્યાણીના રાજા ભૂવડ સોલંકીએ ચડાઇ કરી તેનો નાશ કર્યો.

## અણહીલપુરપાટણનો સાર.

એ શેહેર ઈ. સ. ૭૪૬ માં વનરાજ ચાવડાએ વસાવ્યું. ત્યાં હાલ ગાયકવાડ સરકારનું રાજ્ય છે.

## અમદાવાદનો સાર.

એ શેહેર ઈ. સ. ૧૪૧૧ માં અહમદશાહે વસાવ્યું. ત્યાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય છે.

## જયશીખરી.

એ ઇ. સ. ૬૯૬ માં પંચાસરમાં રાજ્ય કરતો હતો. તેના વખતમાં શંકર નામે એક કવિ હતો. તે એક વખતે કલ્યાંણી ગયો અને ત્યાંના રાજા ભૂવડ સોલંકી પાસે જયશીખરીનાં અને પંચાસરનાં ઘણાં વખાણ કર્યાં. તેથી ભૂવડે પોતાના મીર નામે સેનાપતિને લશ્કર આપી ગુજરાત જીતવાને મોકલ્યો. પણ તેને જયશીખરીના સાળા સુરપાળે હરાવીને પાછો કાઢયો. તેથી ભૂવડ પંડે ચઢયો અને પંચાસરને ઘેરી લીધું. તે ઘેરો બાવન દીવસ ચાલ્યો આખરે જયશીખરી મરાણો અને પંચાસર ભૂવડને હાથ ગયું ભૂવડે ગુજરાતની ઉપજ પોતાની દીકરી મીનળદેવીને આપી હતી.

## રૂપસુંદરી.

એ જયશીખરીની પટરાણી હતી. એ બે જીવવાળી હતી તેથી જ્યારે જયશીખરીને મરવાનો વખત આવ્યો ત્યારે તેણે પોતાના સાળા સુરપાળ જોડે તેને વનમાં મોકલી દીધી. ત્યાં કોઇ ભલી ભીલડીએ તેનું રક્ષણ કર્યું અને વૈશાક સુદ ૧૫ મે તેને દીકરો આવ્યો તે વનમાં જન્મ્યો તેથી તેનું નામ વનરાજ પાડયું. પછી ત્યાં એક શીલગુણસરી નામે જતી આવ્યો. તે રૂપસુંદરીને અને વનરાજને પોતાને અપાસરે તેડી ગયો.

## ભૂવડના સોળ જોદ્ધાઓનાં નામ.

ચંદ, દૂંદ, ભટ. વેદ, વીર, સિંહ, સિંધુ, ગીરી, ધીર, સામત, ધીમત, ઘન, વીપટુ, ભીમ, મહારથ, મીર.

## ચાવડા વંશ.

એ વંશના રાજા ચોરી કરતા તે ઉપરથી ચાવડા વંશ નામ પડ્યું. એ વંશમાં પાટણની ગાદીએ ૭ સાત રાજાઓ થયા તેઓનાં નામ, ને તેમણે રાજ્ય કર્યાના વરસ નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ચાવડા વંશ. | ૭૪૬ | ૯૪૨ | ૧૯૬ | વરસ ચાલ્યો. |
| ૧. વનરાજ. | ૭૪૬ | ૮૦૬ | ૬૦ | વરસ રાજ્ય કર્યું. |
| ૨. યોગરાજ. | ૮૦૬ | ૮૪૨ | ૩૬ | ,, |
| ૩. ક્ષેમરાજ. | ૮૪૨ | ૮૬૬ | ૨૪ | ,, |
| ૪. ભૂવડ. | ૮૬૬ | ૮૯૫ | ૨૯ | ,, |
| ૫. વીરસીંહ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ | ,, |
| ૬. રત્નાદીત્ય. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ | ,, |
| ૭. સામતસિંહ. | ૯૩૫ | ૯૪૨ | ૭ | ,, |

## વનરાજ.

એ મોટો ને સમજણો થયો, ત્યારે તે પોતાના મામા સુરપાળ જોડે રહીને બહારવટાં અને લુટફાટ કરવા લાગ્યો. એક વખતે ભૂવડનાં માણસો ગુજરાતની ઉપજ તથા ઘોડા વગેરે લઇ તેને દેશ મીનળદેવીને આપવા જતાં હતાં તેના ઉપર વનરાજે હુમલો કરીને બધું લુંટી લીધું તેની મદદથી તેણે ઇ. સ. ૭૪૬ માં સરસ્વતી નદીને કાંઠે પાટણ શેહેર

વસાવ્યું. ને ત્યાં પોતાની રાજગાદી કરી રાજ્ય કરવા લાગ્યો. તેણે જે જે વચનો આપ્યાં હતાં તે તેણે ગાદીએ બેસતી વખતે પાળ્યાં, અણહીલ નામે ભરવાડે જવા આવવાના માર્ગ અને સંતાવાની જગાઓ બતાવી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે, જ્યારે હું ગાદીએ બેસીશ ત્યારે મારી રાજ ગાદીના શેહેરનું નામ અણહીલપુરપાટણ પાડીશ, તેથી તે નામ પાડ્યું. શ્રીદેવી નામે કોઇ વાણીઆણીએ વનરાજની પરોણા ચાકરી કરી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે, જ્યારે હું ગાદીએ બેસીશ ત્યારે તારે હાથે તીલક કરાવીશ. તેથી તેને હાથે તીલક કરાવ્યું. ચાંપો નામે કોઇ વેપારી વનવાસમાં તેનો કારભારી હતો તેને પોતાનો પ્રધાન ઠેરાવ્યો. એ ચાંપા પ્રધાને ચાંપાનેર શેહેર વસાવ્યું તે આગળ મોટું હતું. પણ હાલ તેમાં થોડી વસ્તી છે. તે રેવાકાંઠા એજન્સીમાં પાવાગઢની પાસેછે. વનરાજ ગાદીએ બેઠો ત્યારે તે ૫૦ વરસનો હતો. તેણે પાટણ વસાવ્યા પછી ૭૪૬ થી ૮૦૬ સુધી ૬૦ વરસ રાજ કર્યું. અને તે ૧૧૦ વરસની લાંબી ઉમરે મરણ પામ્યો તે સદગુણી, પ્રતાપી અને શૂરો હતો.

## યોગરાજ.

વનરાજ પછી તેનો દીકરો યોગરાજ ગાદીએ બેઠો તેણે ૮૦૬ થી ૮૪૨ સુધી ૩૬ વરસ રાજ કર્યું તે એના બાપના જેવો પ્રતાપી હતો. તેણે રાજ્યમાં અને ઉપજમાં વધારો કર્યો ને લોકોને સુખી કર્યા. તે લડાઈમાં ચતુર અને શૂરો હતો અને તીર મારવામાં હુશીઆર હતો વળી તે ઘ

એકે દીકરો નહોતો તેથી એના પછી એનું રાજ્ય સોલંકી વંશના રાજાના હાથમાં ગયું.

ચાવડા વંશની સમાપ્તી અને સોલંકી વંશની સ્થાપના.

ચાવડા વંશના છેલા રાજા સામતસિંહને એક લીલાદેવી કરીને બેન હતી. તેને કલ્યાણીના રાજા ભૂવડના વંશના રાજ નામે પુરૂષની વેરે પરણાવી હતી તેને મૂળરાજ નામે દીકરો થયો. એક વખતે સામતસિંહે દારૂના ઘેનમાં પોતાના ભાણેજ મૂળરાજને ગાદી આપી દીધી પણ શુદ્ધ આવી ત્યારે નાપાડી તેથી મૂળરાજે બંડ કરી તેના મામાને અને તેના વંશના બધાં માણસોને મારીને પોતે ગાદીએ બેઠો. એ રીતે ગુજરાતનું રાજ્ય ચાવડા વંશના રાજાના હાથમાંથી છુટીને સોલંકી વંશના રાજાના હાથમાં ગયું.

## સોલંકી વંશ.

સોલંકી વંશમાં ૧૨ રાજાઓ થયા, તેઓનાં નામ અને તેમણે રાજ્ય કર્યાના વરસ નીચે પ્રમાણે.

સોલંકી વંશ ૯૪૨ થી ૧૨૪૪ સુધી ૩૦૨ વરસ ચાલ્યો.

| | | | |
|---|---|---|---|
| ૧. મૂળરાજ પેલો | ૯૪૨ | ૯૯૭ | ૫૫ વરસ રાજ્ય |
| ૨. ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ કર્યું. |
| ૩. વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | ૫ મહીના. |
| ૪. દુર્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ૫. ભીમદેવ પેલો | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| ૬. કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| ૭. સીધરાજજેયસિંહ | ૧૦૯૪ | ૧૧૯૩ | ૪૯ |

| | | | |
|---|---|---|---|
| ૮. કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| ૯. અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| ૧૦. મૂળરાજબીજો(બાળમૂળરાજ) | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ૧૧. ભીમદેવ બીજો(ભોળોભીમ.) | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ૧૨. ત્રીભોવનપાળ | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

## મૂળરાજ.

ચાવડા વંશના છેલા રાજા સામતસિંહ પછી એનો ભાણેજ મૂળરાજ ગાદીએ બેઠો. એણે ૯૪૨ થી ૯૯૭ સુધી ૫૫ વરસ રાજ્ય કર્યું. એ મૂળ નૃક્ષત્રમાં જન્મ્યો હતો તેથી મૂળ રાજ નામ પડ્યું. મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો અને દક્ષિણેથી તૈલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને સ્વારી કરવા મોકલ્યો. મૂળરાજે જાણ્યું કે, હું બનેને પહોંચી શકીશ નહીં તેથી તેણે અજમેરના રાજાને ધન આપીને પાછો વાળ્યો. અને બાર્પ સાથે લડાઇ કરી તેને હરાવીને નસાડયો. સોરઠનો રાજા ગ્રહરીપુ મૂળરાજની આણ માનતો નહોતો અને સોમનાથની જાત્રાએ જનારા માણસોને લુટી લેવા લાગ્યો. તેથી મૂળરાજ તેને સજા કરવાને ચઢયો સોરઠના રાજાની મદદે તેનો મિત્ર કચ્છનો રાજા લાખો આવ્યો હતો પણ મૂળરાજે તે બેઉને લડાઇમાં હરાવી મારી નાખ્યા. અને સોરઠને કચ્છ બંને દેશ જીતી લીધા. લાટ દેશના રાજાએ મૂળરાજનું અપમાન કર્યું તેથી મૂળરાજના કુંવર ચામુંડે તેને જીત્યો. મૂળરાજ બુદ્ધિવાન અને પરાક્રમી હતો પણ લોભી ને દુષ્ટ હતો. એણે મોસાળીઆંની હત્યા કરી

હતી તેથી તેણે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં, એણે કેટલાક શિવનાં દેરાં બંધાવ્યાં અને સિદ્ધપુરમાં રૂદ્રમાળ નામે મોટું દેહેરૂં ચણાવવા માંડયું પણ તે એના વખતમાં પુરૂં થયું નહીં એનો અમલ ઉત્તરમાં આબુથી દક્ષિણે નર્મદા સુધી ફેલાયો હતો.

## ચામુંડ.

મૂળરાજ પછી એનો દીકરો ચામુંડ ગાદીએ બેઠો. એણે ૯૯૭થી ૧૦૧૦ સુધી ૧૩ વરસ રાજ્ય કર્યું. તેને વલ્લભસેન, દુર્લભસેન ને નાગરાજ એ ત્રણ દીકરા હતા. તે પોતાના પાટવી કુંવર વલ્લભસેનને ગાદીએ બેસાડી કાશીએ ગયો પણ થોડા મહિનામાં વલ્લભસેન ગુજરી જવાથી તે પાછો આવી દુર્લભસેનને ગાદીએ બેસાડી પોતે સાધુ થઈ સુકલતિર્થમાં રહ્યો.

## વલ્લભસેન.

ચામુંડ પછી એનો દીકરો વલ્લભસેન ગાદીએ બેઠો. એણે ૧૦૧૦થી ૧૦૧૦ સુધી ૫ મહિના રાજ્ય કર્યું, તેટલામાં તે શીતળાથી મરણ પામ્યો. તે દયાળુ અને સત્યવાદી હતો.

## દુર્લભસેન.

વલ્લભસેન પછી એનો ભાઇ દુર્લભસેન ગાદીએ બેઠો. એણે ૧૦૧૦ થી ૧૦૨૨ સુધી ૧૨ વરસ રાજ કર્યું. એણે રાજકારભાર ઠીક ચલાવ્યો તથા તળાવ અને દેહેરાં બંધાવ્યાં તે મારવાડના મહેંદ્ર રાજાની બેન દુર્લભદેવી સાથે પરણ્યો હતો. અને દુર્લભદેવીની નાની બેન સાથે તેનો ભાઈ નાગરાજ પરણ્યો હતો. તેમજ દુર્લભસેનની બેન મહેંદ્ર રાજાની વેરે [illegible] પરણી હતી.

# ભીમદેવ.

દુર્લ્લભસેન પછી એના ભાઈ નાગરાજનો દીકરો ભીમદેવ ગાદીએ બેઠો. એણે ૧૦૨૨થી ૧૦૭૨ સુધી ૫૦ વરસ રાજ્ય કર્યું. તેના વખતમાં સને ૧૦૨૪ માં ગીઝનીનાં રાજા મહમુદે ગુજરાત ઉપર સ્વારી કરી. તેમાં ભીમદેવ હાર્યો તેથી તે કચ્છ માં કંથકોટના કિલ્લામાં સંતાઈ ગયો. પછી મહમુદે સોમનાથનું દેહેરૂં લુટયું અને શિવલીંગના કટકા કર્યા પછી તે ભીમદેવની પાછળ કંથકોટ ગયો પણ તે ત્યાંથી નાશી ગયો તેથી મહમુદ પોતાને દેશ પાછો ગયો, એટલે ભીમદેવે આવી પોતાનું રાજ્ય પાછું લીધું. પછી ભીમદેવે સિંધ દેશ ઉપર સ્વારી કરી તેમાં તેણે જશ મેળવ્યો. આ વખતે માળવામાં ભોજ રાજા રાજ્ય કરતો હતો. તેને અને ભીમદેવને અણબનાવ હતો. તેથી ભી-મદેવે કાશીના રાજા કરણ જોડે મળીને માળવા ઉપર ચડાઇ કરી તેટલામાં ભોજ રાજા મરી ગયો તેથી કરણે ધારાનગરી નો ભંડાર લુટી લીધો. પણ તેમાંથી ભીમદેવને ભાગ આપ્યો નહીં. હિંદુસ્તાનના જે ભાગો મુસલ્લમાનોએ જીતી લીધા હતા તે પાછા લેવા માટે, અજમેરના રાજા વિશળદેવ સાથે બીજા રજપૂત રાજાઓ ચઢ્યા હતા પણ તેમાં ભીમદેવ ગયો નહોતો તેથી તેને સજા કરવાને અજમેરનો રાજા વિશળદેવ આવ્યો. તેની સાથે ભીમદેવે લડાઈ કરી તેમાં તે હાર્યો તેથી તેના પ્રધાને વિશળદેવને ધન આપીને તથા જે ઠેકાણે લડાઈ થઈ હતી તે ઠેકાણે વિશળનગર નામે શેહેર વસાવવા દેવાનું કબુલ કરીને પાછો વાળ્યો. ભીમદેવ ચોર પકડવામાં અને અપરાધી

ઓને સજા કરવામાં હુશીઆર હતો. તે લડાઇમાં ચતુર અને શૂરો હતો. એના વખતમાં વિમળશાનામે એક મોટો શાહુકા-ર હતો તેણે આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં મોઠાં અને સુંદર દેહેરાં બંધાવ્યાં. ભીમદેવને ત્રણ દીકરા હતા. તેના નામ ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ તે ઘરડો થયો ત્યારે તેણે ક્ષેમરાજને રાજ્ય આપવા માંડ્યું પણ તેણે ના પાડી તેથી કરણને રાજ્ય મળ્યું.

## કરણ.

ભીમદેવ પછી એનો દીકરો કરણ ગાદીએ બેઠો. એણે ૧૦૭૨થી ૧૦૯૪ સુધી ૨૨ વરસ રાજ્ય કર્યું. એણે ધંધુકા આસાવળ અને મેહવાસ વગેરેના કોળી રાજાઓને વશ કરી રાજ્યને મજબૂત કર્યું. પાટણની દક્ષિણે થોડા ગાઉ ઉપર મોઢેરા ગામ છે ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું અને બીજે કેટલેક ઠેકાણે દેહેરાં ચણાવ્યાં અને કરણાવતી નામે નગરી વસાવી તે ક્યાં હતી તે નકી જણાયું નથી.

## સિધરાજ જયસિંહ.

કરણ પછી એનો દીકરો સિધરાજજયસિંહ ગાદીએ બેઠો. એણે ૧૦૯૪થી ૧૧૪૩ સુધી ૪૯ વરસ રાજ કર્યું એ ગાદી-એ બેઠો ત્યારે નાની ઉમરનો હતો તેથી તે મોટો થયો ત્યાં સુધી તેની મા મીનળદેવીએ રાજકારભાર ચલાવ્યો એ મીનળદેવીએ પોતાના વખતમાં વીરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવ નામે તળાવ બંધાવ્યાં. સિધરાજ અને તેની મા ગુજરાતમાં ફરવા ગયાં હતાં એવામાં માળવાના રાજા

યશોવરમાને પાટણ ઉપર ચઢાઈ કરી પણ સિધરાજના પ્રધાને તેની સાથે લડાઈ ન કરતાં તેને ધન આપીને પાછો વાળ્યો. સિધરાજને એ ગમ્યું નહીં તેથી તેણે માળવાના રાજા ઉપર ચડાઇ કરી અને તેની સાથે બાર વરસ લઢ્યો. આખરે ધારા નગરી લીધી અને યશોવરમાને પકડી કેદ કરી પાટણમાં લાવ્યો અને સુધરેલી રીત પ્રમાણે બંદીવાન રાજાને માન આપી પોતાની લાયકી જણાવી. રાણકદેવી નામે કોઈ રાજાની કુંવરી એક કુંભારને ઘેર ઉછરી હતી તેનું સગપણ સિધરાજની વેરે કર્યું હતું. પણ તેને જુનાગઢનો રાજા રાખેંગાર જોર જુલમથી લઇ જઇ પરણ્યો તેથી સિધરાજે તેની ઉપર ચડાઈ કરી તેમાં તેને હરાવીને મારી નાંખ્યો અને રાણકદેવીના બે દીકરાને પણ મારી નાખ્યા તેથી રાણકદેવી વઢવાણ પાસે સતી થઇને બળી મુઈ. સિધરાજે સહસ્ત્રલીંગ નામે તળાવ બંધાવ્યું અને રૂદ્રમાળનું દેહેરૂં પુરૂં કરાવ્યું. તેણે પોતાના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, તળાવ, દેહેરાં વગેરે બંધાવી લોકોને સુખી કર્યા. તે ચક્રવર્તી મહારાજા થયો કચ્છનો રાજા અને ઉત્તરે અચળેશ્વર અને ચંદ્રાવતીના રાજા તેને તાબે હતા; અને આબુની પેલીમેર તેની સત્તા ફેલાણી હતી; પૂર્વે માળવામાં તેની આણ ફરતી હતી, અને દક્ષિણમાં કોલાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં હતું.

## કુમારપાળ.

સિધરાજજયસિંહને દીકરો નહોતો તેથી એનું રાજ્ય તેના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં ગયું ક્ષેમરાજનો દીકરો

દેવપ્રસાદ અને દેવપ્રસાદનો દીકરો ત્રીભોવનપાળ ત્રીભોવનપાળને ત્રણ કુંવર અને બે કુંવરીઓ હતી. કુવરનાં નામ મહિપાળ કીર્ત્તિપાળ ને કુમારપાળ. અને કુંવરીઓ પ્રેમળદેવી અને દેવળદેવી. તેમાંથી પ્રેમળદેવીને સિધરાજના સેનાપતિ કહાનદેવને પરણાવી હતી અને દેવળદેવીને કાશ્મીરના રાજાવેરે પરણાવી હતી. કુમારપાળને રાજ્ય આપવાની સિધરાજની મરજી નહોતી તેથી તેણે કુમારપાળને પકડવા માટે, માણસો મોકલ્યાં. પણ તે માળવામાં પોતાના મિત્ર ઉદાયન મંત્રી પાસે જતો રહ્યો સિધરાજ મરી ગયાની ખબર તેને માળવામાં પડી એટલે તે એકદમ પાટણ આવ્યો અને તેના બનેવી કહાનદેવની મદદથી તે ગાદીએ બેઠો તે વખતે તેની ઉમરં ૫૦ વરસની હતી એણે ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી ૩૧ વરસ રાજ્ય કર્યું તેને હેમાચાર્યજી જતીએ ઘણી મદદ કરી હતી તેથી તેણે તેને વચન આપ્યું હતું કે, રાજ્ય મળે તો શ્રાવક થવું તે વચન તેણે પાળ્યું અને જૈનધર્મ પાળવા લાગ્યો. તેના ઉપર નાગોરના આન રાજાએ ચડાઇ કરી પણ કુમારપાળે તેને હરાવીને જખમી કર્યો તેથી આન રાજાએ પોતાની કુંવરી ઝળનાને કુમારપાળને પરણાવી અને ઘણું ધન આપ્યું. પછી માળવાના રાજાએ ગુજરાત ઉપર ચડાઈ કરી તેને પણ કુમારપાળે હરાવ્યો ત્યારપછી કુમારપાળે પોતાના સેનાપતિ આમ્રભટને કોકણના રાજા મલીકા અર્જુન ઉપર ચડાઈ કરવા મોકલ્યો પેહેલીવાર તો તે હારીને પાછો આવ્યો. પણ બીજી વખત તે રાજાને મારીને રાજધાની લુટી ઘણું ધન લાવ્યો.

કુમારપાળે કેટલાંક શિવનાં અને પારસનાથમાં દેહેરાં બંધાવ્યાં અને સોમનાથનું મોટું દેહેરૂં સમરાવ્યું.

## અજેપાળ.

કુમારપાળ પછી એના ભાઇ મહિપાળનો દીકરો અજેપાળ ગાદીએ બેઠો. એણે ૧૧૭૪ થી ૧૧૭૭ સુધી ૩ વરસ રાજ્ય કર્યું તે શિવ ધર્મ પાળતો હતો તેથી તેણે કુમારપાળનાં બંધાવેલાં જૈનધર્મનાં દેહેરાં તોડી નાખ્યાં અને કેટલાએક જૈન મંત્રીઓને પણ મારી નાંખ્યા એને રાજ્ય કરતાં ત્રણ વરસ થયાં એટલામાં મેહેલના કોઇ પોળીઆએ તેની છાતીમાં કટાર મારીને મારી નાંખ્યો.

## મૂળરાજ બીજો. ( બાળમુળરાજ )

અજેપાળ પછી એનો દીકરો બીજો મૂળરાજ ગાદીએ બેઠો. એણે ૧૧૭૭ થી ૧૧૭૯ સુધી ૨ વરસ રાજ્ય કર્યું તે નાનો હતો તેથી તેની મા નાયકીદેવીએ રાજકારભાર ચલાવ્યો એના વખતમાં સને ૧૮૭૮ માં અફગાનીસ્તાનના રાજા શાહાબુદ્દીન મહમુદ ગોરીએ ગુજરાત ઉપર ચડાઈ કરી પણ તેને બાળમૂળરાજના બહાદુર કાકા ભીમદેવે હરાવીને પાછો કાઢયો.

## ભીમદેવ બીજો. ( ભોળોભીમ )

બાળમૂળરાજ પછી એનો કાકો ભીમદેવ બીજો ગાદી ઉપર બેઠો. એણે ૧૧૭૯ થી ૧૨૪૨ સુધી ૬૩ વરસ રાજ્ય કર્યું. તે ભોળાભીમ કહેવાયછે કારણ કે, તે ચડાઉ અને અવિચારી હતો. આ વખતે અજમેરમાં ચોહાણ વંશનો સોમેશ્વર નામે રાજા રાજ્ય કરતો હતો. અને તેનો કુંવર પૃથુરાજ તેની

માના બાપની ગાદીએ દિલ્હીમાં રાજ્ય કરતો હતો. આબુના રાજા જેતસી પરમારને એક કુંવરી હતી, તેનું સગપણ પૃથુ-રાજની વેરે કર્યું હતું, તે છતાં તે કન્યા ભોળાભીમદેવે આબુ-ના રાજા પાસે માગી, પણ તેણે નાપાડી અને કુંવરીને અ-જમેર મોકલી દીધી, તેથી ભીમદેવે આબુના રાજા ઉપર ચ-ડાઈ કરીને તેને હરાવ્યો; અને તેની પછવાડે અજમેર ગયો, ત્યાં સોમેશ્વર સાથે લડાઇ થઇ, તેમાં સોમેશ્વર મરાણો તેથી પૃથુરાજે પોતાના બાપને માર્યાનું વેર લેવાને એક મોટા લશ્કર સાથે ગુજરાત ઉપર ચડાઇ કરીને ભીમદેવને હરાવ્યો. પછી મુસલમાન સરદાર કુતબુદ્દીને ગુજરાત ઉપર ચડાઇ કરી તેમાં ભીમદેવને હરાવીને રાજ્ય લઇ લીધું પણ ભીમદેવે ગુજરાતનો કબજો ફરીવાર લીધો પણ તે સુખે રાજ્ય કરી શક્યો નહીં.

## ત્રીભોવનપાળ.

ભીમદેવ પછી ત્રીભોવનપાળ ગાદીએ બેઠો એણે ૧૨૪૨થી ૧૨૪૪ સુધી ૨ વરસ રાજ્ય કર્યું. એ સોલંકી વંશનો છેલો રાજા થયો એ નબળો રાજા હતો તેથી ધોળકાના રાણા વિશ-ળદેવે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી રાજ્ય લઇ લીધું.

## વાઘેલા વંશ.

વાઘેલા વંશમાં ચાર રાજાઓ થયા તેઓનાં નામ અને રાજ્ય કર્યાનાં વરસ નીચે પ્રમાણે.

વાઘેલા વંશ. ૧૨૪૪ થી ૧૩૦૪ સુધી ૬૦ વરસ ચાલ્યો.

| | | | |
|---|---|---|---|
| ૧. વિશળદેવ. | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ રાજ્ય કર્યું. |
| ૨. અર્જુનદેવ. | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૩. સારંગદેવ. | ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ | ,, |
| ૪. કરણઘેલો. | ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫ | ,, |

## વિશળદેવ.

અરણોરાજ વાઘેલો કરીને ભોળાભીમનો સેનાપતિ હતો તેણે રાજ્યનો બચાવ કરવામાં ભીમદેવને ઘણી મદદ કરી હતી તેથી અરણોરાજના દીકરા લવણપ્રસાદને ભીમદેવે પોતાનો પ્રધાન ઠેરાવ્યો. પણ પાછળથી ભીમદેવને અને લવણપ્રસાદને અણબનાવ થયો. તેથી લવણપ્રસાદે ભીમદેવની સામે બંડ ઉઠાવ્યું; અને સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મુલક તથા ઘોળકા અને ધંધુકા પરગણું જીતી લઇ ઘોળકામાં પોતાની ગાદી ઠરાવી ગાદીએ બેઠો. તેને વિર્ધવલ નામે દીકરો થયો ને પણ ઘણો પરાક્રમી હતો, અને તેણે ખંભાત ગોધરા વગેરે જીતી લઈ રાજ્યમાં વધારો કર્યો. તેને વસ્તુપાળ અને તેજપાળ નામે બે શ્રાવક વાણીયા કારભારી હતા. તેઓ રાજ કારભારમાં ચતુર અને વળી લડવૈયા હતા. રાણા વિર્ધવલને વિરમદેવ અને વિશળદેવ નામે બે કુંવર હતા. મોટા કુંવર વિરમદેવને તેના બાપની સાથે અને તેના કારભારી જોડે બનતું નહોતું તેથી તેને વિરમગામમાં રાખ્યો હતો જ્યારે વિર્ધવલ મરી ગયો ત્યારે તે ગાદી લેવાને આવ્યો પણ વસ્તુપાળે વિશળદેવને ગાદીએ બેસાડી વિરમદેવને હરાવીને મારી નંખાવ્યો પછી વિશળદેવે વાણીયા કારભારીને રજા આપી અને નાગડ નામે બ્રાહ્મણને પોતાનો પ્રધાન ઠેરાવ્યો. પછી સને ૧૨૪૪માં અણહીલપુર ઉપર ચડાઇ કરી અને ત્યાંના નબળા રાજા ત્રી-

ભોવનપાળને કાઢી મૂકી પોતે આખી ગુજરાતનો ધણી થયો. પાટણની ગાદીએ એ વાઘેલા વંશનો પેહેલો રાજા થયો; એ- સને ૧૨૪૪ થી ૧૨૬૨ સુધી ૧૮ વરસ રાજ્ય કર્યું. કર્ણાટકના રાજાએ પોતાની કુંવરીનો સ્વયંવર કર્યો, તેમાં તે કુંવરીએ મહારાજા વિશળદેવને વરમાળા પેહેરાવી.

## અરજુનદેવ.

વિશળદેવ પછી અરજુનદેવ ગાદીએ બેઠો એણે ૧૨૬૨થી ૧૨૭૫ સુધી ૧૩ વરસ રાજ્ય કર્યું.

## સારંગદેવ.

અરજુનદેવ પછી સારંગદેવ ગાદીએ બેઠો એણે ૧૨૭૫ થી ૧૨૭૯ સુધી ૪ વરસ રાજ્ય કર્યુ.

## કરણઘેલો.

સારંગદેવ પછી કરણઘેલો ગાદીએ બેઠો એણે ૧૨૭૯ થી ૧૩૦૪ સુધી ૨૫ વરસ રાજ્ય કર્યું. આ રાજા રજપૂત વંશમાં તથા વાઘેલા વંશમાં છેલો રાજા થયો. એને માધવ અને કેશવ નામે બે પ્રધાન હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી પદમણી અને ઘણી રૂપાળી હતી તેથી તે લેવાની કરણની મરજી થઈ, તેથી માધવને લશ્કર આપી દેશ જીતવા મોકલ્યો, ને પાછળથી કેશવને મારી રૂપસુંદરીને લઇ લીધી. એ ખબર માધવને પડી તેથી તે દિલ્હીનારાજા અલાઉદ્દીન પાસે ગયો. અને સને ૧૩૦૪માં અલાઉદ્દીનના ભાઇ અલીફખાન તથા વજીર નસરતખાનને મોટી ફોજ સાથે ગુજરાત ઉપર તેડી લાવ્યો તેથી કરણ દક્ષિણમાં બાગલાણમાં નાશી ગયો, અને

ગુજરાત મુસલમાનોને હાથ ગયું. આ વખતે મુસલમાનોએ ઘણાં ગામ અને શેહેરો લુટયાં, અને બાળ્યાં, તથા રૂદ્રમાલ વગેરે કેટલાંક દેહેરાં તોડયાં, અને રાજા કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી દીધી; તેમાં કમળાદેવી અલાઉદીનની માનીતી બેગમ થઈ. એ રીતે ગુજરાતનું રાજ મુસલમાનોને હાથ ગયું.

---

## ગુજરાતના ઇતિહાસના પ્રશ્ન ને ઉત્તર.

પ્ર. પંચાસર નગર કયાં હતું અને ત્યાં કયારે કોણ રાજ કરતું હતું?

ઉ. પંચાસર એ શેહેર ઝાલાવાડની ઉત્તરે કચ્છના નાના રણની પાસે ઝીંઝુવાડાની થડમાં હતું. ત્યાં ઇ. સ. ૬૯૬ માં જયશીખરી ચાવડો રાજા રાજ કરતો હતો.

પ્ર. પંચાસર ઉપર કોણે અને શા માટે ચડાઈ કરી અને તેનુ પરિણામ શું થયું?

ઉ. પંચાસરમાં ઇ. સ. ૬૯૬ માં જયશીખરી ચાવડો રાજા રાજ કરતો હતો તેના વખતમાં શંકર નામે એક કવિ હતો તે એક વખતે કલ્યાણી ગયો. અને ત્યાંના રાજા ભુવડ સોલંકી પાસે જયશીખરીનાં અને પંચાસરનાં ઘણાં વખાણ કર્યાં, તેથી ભુવડે પોતાના મીર નામે સેનાપતિને ચડાઇ કરવા મોકલ્યો, પણ તેને જયશીખરીનાં શાળા સુરપાળે હરાવીને પાછો કાઢયો; તેથી ભુવડ પંડે ચડયો.

અને પંચાસરને ઘેરી લીધું, આખરે જયશીખરી મરાણો ને પંચાસર ભુવડને હાથ ગયું.

પ્ર. ગુજરાતમાં રજપૂત રાજ્યનો પાયો કોણે નાખ્યો?

ઉ. વનરાજે.

પ્ર. અણહિલપુરપાટણ કોણે અને ક્યારે વસાવ્યું અને ત્યાં હાલ કોનું રાજ્ય છે?

ઉ. ઇ. સ. ૭૪૬ માં વનરાજે વસાવ્યું અને ત્યાં હાલ ગાયકવાડ સરકારનું રાજ્ય છે.

પ્ર. વનરાજે શી રીતે રાજ્ય મેળવ્યું?

ઉ. વનરાજ મોટો થયો ત્યારે તે પોતાના મામા સુરપાળની સાથે રહીને લુટફાટ કરવા લાગ્યો. તેવામાં ભુવડનાં માણસો ગુજરાતની ઉપજ વગેરે લઇ મીનળદેવીને આપવાં જતાં હતાં, તેના ઉપર વનરાજે હુમલો કરીને તે બધું લુટી લીધું, તેની મદદથી તેણે ઈ. સ. ૭૪૬ માં સરસ્વતી નદીને કાંઠે પાટણ શેહેર વસાવ્યું ને ત્યાં રાજગાદી કરી રાજ્ય કરવા લાગ્યો.

પ્ર. ગુજરાતનું રાજ્ય ચાવડા વંશના રાજાના હાથમાંથી છુટીને સોલંકી વંશના રાજાના હાથમાં શી રીતે ગયું?

ચાવડા વંશના છેલા રાજા સામતસિંહને લીલાદેવી કરીને એક બેન હતી, તેને કલ્યાણીના રાજા ભુવડના વંશના કોઇ રાજ નામે પુરૂષની વેરે પરણાવી હતી તેને મૂળરાજ નામે દીકરો થયો, એક વખત સામતસિંહે દારૂના ઘેનમાં પોતાના ભાણેજ મૂળરાજને ગાદી આપી દીધી; પણ

શુદ્ધ આવી ત્યારે ના પાડી; તેથી મૂળરાજે બંડ કરી પોતાના મામા સામતસિંહને અને તે વંશના બધાં માણસોને મારી નાંખી પોતે ગાદીએ બેઠો.

પ્ર. મૂળરાજે સોરઠના રાજા ઉપર શા માટે ચડાઇ કરી અને તેમાં શું થયું?

ઉ. સોરઠનો રાજા ગ્રહરીપુ એ મૂળરાજની આણ માનતો નહોતો અને સોમનાથપાટણની જાત્રાએ જનારા માણસોને લુટી લેવા લાગ્યો. તેથી મૂળરાજ તેને સજા કરવાને ચઢયો, સોરઠના રાજાની મદદે તેનો મિત્ર કચ્છનો રાજા લાખો આવ્યો હતો; પણ મૂળરાજે તે બંનેને મારી નાંખી સોરઠ અને કચ્છ બંને દેશ જીતી લીધા.

પ્ર. પેહેલા ભીમદેવના વખતમાં ગુજરાત ઉપર કોણે અને ક્યારે સ્વારી કરી અને તેનું પરિણામ શું થયું?

ઉ. પેહેલા ભીમદેવના વખતમાં ઇ. સ. ૧૦૨૪માં ગીઝનીના રાજા મહમુદે ચડાઇ કરી તેની સામે ભીમદેવે લડાઇ કરી તેમાં તે હાર્યો, તેથી તે કચ્છમાં કંથકોટના કિલ્લામાં સંતાઈ ગયો પછી મહમુદે સોમનાથનું દેવળ લુટયું અને શિવલિંગના કટકા કર્યા પછી તે ભીમદેવની પાછળ કંથકોટ ગયો પણ ભીમદેવ ત્યાંથી નાશી ગયો, એટલે મહમુદ પોતાને દેશ ગયો પછી ભીમદેવે આવી પોતાનું રાજ્ય સંભાળી લીધું.

પ્ર. ભીમદેવના ઉપર અજમેરના રાજા વિશળદેવે શા માટે ચડાઇ કરી અને એનું પરિણામ શું થયું?

ઉ. હિંદુસ્તાનના જે ભાગો મુસલમાનોએ જીતી લીધા હતા

તે પાછા લેવા માટે, અજમેરના રાજા વિશળદેવ સાથે બીજા રજપૂત રાજાઓ ગયા હતા; પણ તેમાં ભીમદેવ ગયો નહોતો, તેથી તેને સજા કરવાને અજમેરનો રાજા વિશળદેવ આવ્યો; તેની સાથે ભીમદેવે લડાઈ કરી પણ તેમાં ભીમદેવ હાર્યો; તેથી ભીમદેવના પ્રધાને વિશળદેવને ધન આપીને, તથા જે ઠેકાણે લડાઇ થઇ હતી ત્યાં વિશળનગર નામે શેહેર વસાવવા દેવાનું કબુલ કરીને પાછો વાળ્યો.

પ્ર. સિધરાજે માળવા ઉપર શામાટે ચડાઇ કરીને તેમાં શું થયું?

ઉ. એક વખતે સિધરાજ અને તેની મા ગુજરાતમાં ફરવા ગયાં હતાં ત્યારે માળવાના રાજા યશોવરમાને પાટણ ઉપર ચડાઇ કરી, પણ સિધરાજના પ્રધાને તેની સાથે લડાઈ ન કરતાં તેને ધન આપીને પાછો વાળ્યો સિધરાજને એ ગમ્યું નહીં તેથી માળવાના રાજા યશોવરમાન ઉપર ચડાઈ કરી, અને તેની સાથે બાર વરસ લડયો; આખરે ધારાનગરી લીધી અને યશોવરમાનને પકડી કેદ કરીને પાટણમાં લાવ્યો: અને સુધરેલી રીત પ્રમાણે બંધીવાન રાજાને માન આપી પોતાની લાયકી જણાવી.

પ્ર. સિધરાજે જુનાગઢના રાજા ઉપર શા માટે ચડાઇ કરી અને તેમાં શું થયું?

ઉ. રાણકદેવી નામે કોઇ રાજાની કુંવરી એક કુંભારને ઘેર ઉછરી હતી, અને તેનું સગપણ સિધરાજની વેરે કર્યું હતું; પણ તેને જુનાગઢનો રાજા રાખેંગાર જોર જુલમથી લઈ જઈ પરણ્યો, તેથી તેની ઉપર સિધરાજે ચડાઈ કરી, તેમાં

સોરઠના રાજા રાખેંગારને અને રાણકદેવીના બે દીકરાને મારી નાંખ્યા; તેથી રાણકદેવી વઢવાણ પાસે સતી થઇને બળી મુઈ.

પ્ર. સિધરાજે શું શું કામ કર્યું ?

ઉ. સિધરાજે સહસ્ત્રલિંગ નામે મોટું તળાવ બંધાવ્યું, રૂદ્રમાળનું દેહેરૂં પુરૂં કરાવ્યું, અને ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, તળાવ, દેહેરાં વગેરે બંધાવી લોકોને સુખી કર્યા.

પ્ર. સિધરાજના રાજ્યનો વિસ્તાર લખો ?

ઉ. કચ્છનો રાજા, અને ઉત્તરમાં અચળેશ્વર અને ચંદ્રાવતીના રાજા તેને તાબે હતા, અને આબુની પેલીમેર તેની સત્તા ફેલાણી હતી, અને પૂર્વમાં માળવામાં તેની આણ ફરતી હતી, અને દક્ષિણમાં કોલાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં હતું.

પ્ર. સિધરાજને દિકરો નહોતો તેથી એના પછી કોને શી રીતે રાજ્ય મળ્યું ?

ઉ. સિધરાજને દિકરો નહોતો તેથી એના પછી એનું રાજ્ય એના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં ગયું, ક્ષેમરાજનો દિકરો દેવપ્રસાદ અને તેનો દિકરો ત્રીભોવનપાળ. ત્રીભોવનપાળને ત્રણ કુંવર ને બે કુંવરીઓ હતી. કુંવરના નામ. મહિપાળ, કીર્ત્તિપાળ અને કુમારપાળ કુંવરીનાંનામ. પ્રેમળદેવી અને દેવળદેવી. તેમાંથી પ્રેમળદેવીને સિધરાજના સેનાપતિ કાહાનદેવની વેરે પરણાવી હતી અને દેવળદેવીને કાશ્મીરના રાજાની વેરે પરણાવી હતી. કુમારપાળને રાજ્ય આપવાની સિધરાજની મરજી નહોતી તેથી તેને પકડવા માટે માણુસો મોકલ્યાં; પણ કુમારપાળ માળવામાં

પોતાના મિત્ર ઉદાયન મંત્રી પાસે જતો રહ્યો. સિધરાજ મરી ગયાની ખબર તેને માળવામાં પડી એટલે તે એકદમ પાટણ આવ્યો અને તેના બનેવી કાહાનદેવની મદદથી તે ગાદીએ બેઠો.

પ્ર. બાળમૂળરાજના વખતમાં ગુજરાત ઉપર કોણે ચડાઇ કરી હતી અને તેમાં શું થયું ?

ઉ. બાળમૂળરાજના વખતમાં અફગાનીસ્તાનના રાજા શાહાબુદ્દીન મહમુદ ગોરીએ ઈ. સ. ૧૧૭૮ માં ગુજરાત ઉપર ચડાઇ કરી પણ બાળમૂળરાજના કાકા ભીમદેવે તેને હરાવીને પાછો કાઢી મૂક્યો.

પ્ર. ભોળોભીમને આબુના, અજમેરના, અને દિલ્હીના રાજા સાથે શા માટે લડાઈઓ થઈ અને તેમાં શું થયું ?

ઉ. આ વખતે અજમેરમાં ચોહાણવંશનો સોમેશ્વર નામે રાજા રાજ્ય કરતો હતો, અને તેનો દિકરો પૃથુરાજ તેની માના બાપની ગાદીએ દિલ્હીમાં રાજ્ય કરતો હતો. આબુના રા જેતસીપરમારને એક કુંવરી હતી, તેનું સગપણ પૃથુરાજની વેરે કર્યું હતું તે છતાં, તે કન્યા ભીમદેવે આબુના રાજા પાસે માગી; પણ આબુના રાજાએ ના પાડી અને કુંવરીને અજમેર મોકલી દીધી; તેથી ભીમદેવે આબુના રાજા ઉપર ચડાઇ કરી ને તેને હરાવી તેની પાછળ અજમેર ગયો; ત્યાં સોમેશ્વર સાથે લડાઇ થઇ તેમાં સોમેશ્વર મરાણો, તેથી પૃથુરાજે પોતાના બાપને માર્યાનું વેર લેવાને એક મોટા લશ્કર સાથે ગુજરાત ઉપર ચડાઈ કરીને ભીમદેવને હરાવ્યો.

પ્ર. ગુજરાતનું રાજ્ય સોલંકી વંશના રાજાના હાથમાંથી વાઘેલા વંશના રાજાના હાથમાં શી રીતે ગયું ?

ઉ. સોલંકી વંશનો છેલ્લો રાજા ત્રીભોવનપાળ નબળો રાજા હતો તેથી ધોળકાના રાણા વિશળદેવે ઇ. સ. ૧૨૪૪ માં તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદીએ બેઠો.

પ્ર. ધોળકાનું રાજ્ય કોણે અને શી રીતે સ્થાપ્યું ?

ઉ. અરણોરાજ વાઘેલો કરીને એક ભોળાભીમનો સેનાપતિ હતો તેણે રાજ્યનો બચાવ કરવામાં ભીમદેવને ઘણી મદદ કરી હતી. તેથી અરણોરાજના દિકરા લવણપ્રસાદને ભીમદેવે પોતાનો પ્રધાન ઠેરાવ્યો. પણ પાછળથી ભીમદેવને અને લવણપ્રસાદને અણબનાવ થયો, તેથી લવણપ્રસાદે ભીમદેવની સામે બંડ કરી, સાબરમતી અને નર્મદાની વચ્ચેનો મુલક અને ધોળકા ને ધંધુકા પરગણું કબજે કરી ધોળકામાં પોતાની રાજગાદી કરી રાજ્ય કરવા લાગ્યો.

પ્ર. કરણઘેલાએ શી રીતે રાજ્ય ખોયું ?

ઉ. કરણને માધવ અને કેશવ બે પ્રધાન હતા. તેમાંથી માધવની સ્ત્રી રૂપસુંદરી ઘણી રૂપાળી હતી, તે લેવાની કરણની મરજી થઇ; તેથી માધવને લશ્કર આપીને દેશ જીતવાને મોકલ્યો, ને પાછળથી કેશવને મારી, રૂપસુંદરીને લઈ લીધી એ ખબર માધવને પડી તેથી તે દિલ્હીના રાજા અલાઉદ્દીન પાસે ગયો અને તેના લશ્કરને ઈ. સ. ૧૩૦૪ માં ગુજરાત ઉપર તેડી લાવ્યો એટલે કરણ નાસી ગયો; એ રીતે ગુજરાતનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

પ્ર. ગુજરાતની ગાદીએ રજપૂતોના કેટલા, કયા કયા વંશ થયા?

ઉ. ગુજરાતની ગાદીએ રજપૂતોના ત્રણ વંશ થયા તેનાં નામ. ચાવડા, સોલંકી, અને વાઘેલા. ચાવડા વંશમાં ૭ સોલંકી વંશમાં ૧૨ અને વાઘેલા વંશમાં ૪ એ પ્રમાણે કુલ અણુહીલપુરપાટણની ગાદીએ ૨૩ રાજાઓ થયા.

પ્ર. ચાવડા, સોલંકી અને વાઘેલા એ ત્રણ વંશ ક્યાંથી ક્યાં સુધી કેટલા કેટલા વરસ ચાલ્યા.

ઉ. ત્રણે વંશ ૭૪૬ થી ૧૩૦૪ સુધી ૫૫૮ વરસ ચાલ્યા.
ચાવડાવંશ. ૭૪૬ થી ૯૪૨ સુધી ૧૯૬ વરસ ચાલ્યો.
સોલંકીવંશ ૯૪૨ થી ૧૨૪૪ સુધી ૩૦૨ ,,
વાઘેલાવંશ ૧૨૪૪ થી ૧૩૦૪ સુધી ૬૦. ,,

પ્ર. ત્રણે વંશમાંથી કયા કયા રાજાઓને કોની કોની સાથે લડાઇઓ થઇ અને તેમાં શું થયું ?

ઉ. જયશિખરીને ભૂવડ સાથે લડાઈ થઈ તેમાં તે હાર્યો. મૂળરાજને અજમેર, સોરઠ અને લાટ દેશના રાજાઓ સાથે લડાઈ થઈ તેમાં અજમેર શિવાયની બધીમાં જીત્યો. ભીમદેવે ચાર લડાઈઓ કરી. મહમુદ, સિંધ માળવા ને અજમેર તેમાં સિંધ શિવાયની બધીમાં હાર્યો. કરણે ધંધુકા આસાવળ ને મેહેવાસ વગેરેના રાજાઓને વશ કર્યા. સિધરાજે માળવા ને સોરઠની બે લડાઇ કરી તેમાં તે જીત્યો. કુમારપાળે નાગોર, માળવા, ને કોકણ એ ત્રણ લડાઇઓ કરી તેમાં તે જીત્યો. ભોળાભીમને ચાર લડાઇઓ થઈ. આબુ, અજમેર, દિલ્હી ને મુસલમાન. તેમાં પેહેલી બેમાં જીત્યો. ને છેલ્લી બેમાં હાર્યો. કરણઘેલાને દિલ્હીના રાજા

અલ્લાઉદ્દીનના લશ્કરે હરાવ્યો.

પ્ર. ચાવડા, સોલંકી અને વાઘેલાવંશમાં જેણે જેણે જાણવા લાયક કામો કર્યા છે તે લખો ?

ઉ. વનરાજે અણહિલવાડ વસાવ્યું. ચાંપે ચાંપાનેર વસાવ્યું. મૂળરાજે રૂદ્રમાળનું દેહેરૂં બંધાવ્યું. વિમળશાહે આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં દેહેરાં બંધાવ્યાં. કરણે કરણસાગર તળાવ ખોદાવ્યું; અને કરણાવતી નામે નગરી વસાવી. મીનળદેવીએ વિરમગામમાં મુનસર ને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં. સિધરાજે સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું, રૂદ્રમાલનું દેહેરૂં પુરૂં કરાવ્યું. અને ઠેકાણે ઠેકાણે કુવા, વાવ, તળાવ, દેહેરાં વગેરે બંધાવ્યાં, કુમારપાળે પારસનાથનાં અને શિવનાં દેહેરાં બંધાવ્યાં અને સોમનાથનું દેહેરૂં સમરાવ્યું.

પ્ર. ચાવડા, સોલંકી ને વાઘેલાવંશના રાજાઓના ગુણદોષ લખો?

ઉ. જયશિખરી બળવાન, શૂરો, તેજસ્વી ને ડાહ્યો. વનરાજ પ્રતાપી ને શૂરો. યોગરાજ પ્રતાપી, ચતુર ને શૂરો. ક્ષેમરાજ સ્વભાવે તોરી. રત્નાદીત્ય પોતાનું વચન પાળનારો, સાચો, શૂરો ને અંગે બળવાન. સામતસિંહ નબળો ને દુર્ગુણી. મૂળરાજ બુદ્ધિવાન, પરાક્રમી, દાનેશ્વરી, લોભી અને દુષ્ટ. ચામુંડ વિષયી. વલ્લભસેન દયાળુ ને સત્યવાદી. ભીમદેવ બાણાવળી, ચતુર ને શૂરો. સિધરાજ ડાહ્યો. પ્રતાપી, શૂરો ને દાનેશ્વરી. કુમારપાળ પ્રતાપી ને શૂરો. અજેપાળ અદેખો ને દુષ્ટ. ભોળોભીમ ચડાઉ ને અવિચારી. ત્રીભોવનપાળ નબળો. વિશળદેવ પ્રતાપી ને શૂરો. અને કરણઘેલો વિષયી ને શૂરો હતો.

પ્ર. ગુજરાતમાં પ્રતાપી રાજાઓ કયા કયા થયા?

ઉ. વનરાજ, યોગરાજ, સિધ્ધરાજ, કુમારપાળ, ને વિશળદેવ.

પ્ર. ગુજરાતના દાનેશ્વરી રાજાઓના નામ લખો ?

ઉ મૂળરાજ પેહેલો અને સિધરાજ જયસિંહ.

પ્ર. ગુજરાતમાં સૌથી મોટો રાજા કોણ થયો ?

ઉ. સિધરાજજયસિંહ એ મોટો કીર્ત્તિવાન ચક્રાવર્ત્તિ મહારાજા થયો.

પ્ર. ગુજરાતમાં સૌથી વધારે મુદત કોણે અને કયાંથી કયાં સુધી કેટલા વરસ રાજય કર્યું?

ઉ. ભોળાભીમે ૧૧૭૯થી ૧૨૪૪ સુધી ૬૩ વરસ રાજ્ય કર્યું

પ્ર. સોમનાથનું દેહેરૂં કયારે કયારે અને કોણે કોણે તોડયું ?

ઉ. સને ૧૦૨૪ માં મહમુદે તોડયુ. સને ૧૩૦૪ માં અલાઉદ્દીનના ભાઈ અલીફખાં તથા તેના વડા વજીર નસરતખાંએ તોડયું.

પ્ર. સને ૩૮૫, ૬૯૬, ૭૪૬, ૯૪૨, ૧૦૨૪. ૧૧૭૮, ૧૧૯૪ ૧૨૪૪ અને ૧૩૦૪ માં શા શા શા બનાવ બન્યા?

ઉ. સને ૩૮૫ માં વલ્લભીપુરનો નાશ થયો. ૬૯૬ માં ભૂવડે પંચાસરનો નાશ કર્યો. ૭૪૬ માં વનરાજે અણહિલપુર પાટણ વસાવ્યું. ૯૪૨ માં ચાવડાવંશની સમાપ્તી અને સોલંકીવંશની સ્થાપના. ૧૦૨૪ માં મહમદે સોમનાથનું દેવળ લૂટયું. ૧૧૭૮માં શાહાબુદ્દીને ગુજરાત ઉપર ચડાઈ કરી. ૧૧૯૪માં કુતબુદ્દીને ભીમદેવ પાસેથી ગુજરાત જીતી લીધું. ૧૨૪૪ માં સોલંકીવંશના છેલા રાજા ત્રીભોવનપાળ પાસેથી ધોળકાના રાણા વિશળદેવે રાજ લઈ લીધું.

૧૩૦૪ માં ગુજરાત મુસલમાનના હાથમાં ગયું.

પ્ર. સુરપાળ, રાજ, ભૂવડ, મીનળદેવી. નાયકીદેવી, મહમુદ, સોમેશ્વર, શંકર, વસ્તુપાળ, વિમળશા. અરણોરાજ, શ્રીદેવી કમળાદેવી, રાણકદેવી, ચાંપો, અણહિલ્લ. લીલાદેવી, યશોવરમાન, આમ્રભટ, સીલગુણસરી, શાહાબુદ્દીન કહાનદેવ, શીલાદીત્ય અને ઝળનાં એ કોણ હતા?

ઉ. સુરપાળ વનરાજનો મામો. રાજ મુળરાજ પેહેલાનો બાપ ભૂવડ કલ્યાણીનો રાજા. મીનળદેવી સિધરાજની મા નાયકી દેવી બાળમુળરાજની મા. મહમુદ ગીઝનીનો રાજા સોમેશ્વર અજમેરનો રાજા. શંકર જયશિખરીનો કવિ. વસ્તુપાળ વિર્ધવલનો કારભારી. વિમળશા ભીમદેવ પેહેલાના વખતમાં એક મોટો સાહુકાર અરણોરાજ ભોળાભીમનો સેનાપતિ. શ્રીદેવી અક વાણીઆણી વનરાજને તીલક કરનાર. કમળાદેવી કરણઘેલાની રાણી. રાણકદેવી રાખેંગારની રાણી. ચાંપો વનરાજનો કારભારી અણહિલ્લ વનરાજને સંતાવાની જગાઓ અને રસ્તા બતાવનાર ભરવાડ લીલાદેવી મુળરાજ પેહેલાની મા ને સામતસંગની બેન. યશોવરમાન માળવાનો રાજા. આમ્રભટ કુમારપાળનો સેનાપતિ. સીલગુણસુરી પાટણનો જતી. શાહાબુદ્દીન અફગાનીસ્તાનનો રાજા. કહાનદેવ કુમારપાળનો બનેવી શીલાદીત્ય વલ્લભીપુરનો રાજા. અને ઝળના નાગોરના આન રાજાની દીકરી અને કુમારપાળની રાણી.

---

# જાહેર ખબર.

**રોગી અને નિરોગી બન્નેને લેવા લાયક શુદ્ધ સાચાં મોતીનો સુરમો**—આંખના દરદમાં ડુબી ગયેલા દુઃખી દર્દીઓના દુઃખને દૂર કરનાર શુદ્ધ મોતીનો સુરમો ધોળા, કાળા, તથા લાલ રંગના સુરમા એકવાર વાપરેથી ખાતરી થશે. ખોટાં વખાણ કરવાનું નહી ધારી ફક્ત થોડો મંગાવી ખાત્રી કરવા આપ સાહેબોને ભલામણ કરૂંછું. આ સુરમો સાજી આંખવાળા માણસો હમેશ આંજેતો આંખના તેજમાં વધારો કરી નવા પેદા થતા દરદને અટકાવે છે; તેમજ આ સુરમો આંજનારને ચસમાની જરૂર પડતી નથી-વળી ઘડપણનાં આંધળા થવાની દેહેશત દૂર કરેછે આ સુરમો આંજવાથી તમામ જાતનાં દરદો જેવાં કે—રતાંધળાપણું, આંખની ગરમી, આંખનું દુઃખવું, રતાશ, કઢણુ, ઝાંખ, પડવી, અજવાળાથી અંજાઇ જવું, પાંપણોનું ખરવું, પાણીનું ઝરવું, આંજણીનું વારંવાર થવું, ખીલ, ટૂંક મુદતના પડેલાં ફુલાં, નજળો, વીગેરે દરદને આ સૂરમો જડ મૂળથી નાશ કરેછે તેમજ ઘણું વાંચવાથી તથા ગ્યાસના ધૂમાડાથી અથવા બીજા હરકોઈ કારણથી નબળી થઇ ગયેલી આંખોને આ સૂરમો ઘણો ફાયદો કરેછે. તથા મૂળ સ્થિતિમાં લાવે છે. ત્રણે રંગની કિમ્મત તથા ગુણ સરખાંજ છે. એક તોલો સુરમો ઓછામાં ઓછા બાર માસ ચાલશે.

**તોલા એકની કીંમત રૂ ૧-૮-૦ ટપાલ ખરચ માફ.**

હું નીચે સહી કરનાર સર્વ પરગામવાળા બુકસેલરો અગર પરચુરણ ચોપડીઓ વેચનારાઓને ખબર આપુંછું કે મારે ત્યાં તમામ જાતનાં પુસ્તકો જેવાં કે જૈન ધર્મનાં, વૈશ્નવ ધર્મનાં, વારતાઓ કાયદાસંબંધી સરકારી ગુજરાતી નીશાળમાં ચાલતા તથા પહેલેથી સાતમી સુધીના અર્થ, ઉરદુ કીસ્સા, મરશિયાઓ, ઈંગ્રેજી તમામ જાતનાં પુસ્તકો મારી દુકાનેથી મળશે અને સામટી લેનારાઓને કમીશન આપવામાં આવશે.

| | |
|---|---|
| **જામનગર** | **ઈશાજી મુસાજી અમીજી-અતરીઆ.** |
| પ્ર''''ન બુકસેલર. | ઠે. હાથીબજાર. |